

# ક્વીન 'વિકટોરીયા' સીનેમા

મોટી ઘડી-
યાળ આગળ
—સુરત.—

# 'ગેબી' મદદગાર

યાને

# હસતો બુરખો

૫૦૦૦૦ ફીટ.
૪૦ ભાગમાં

# ઇનામ

છેલ્લે સુધી અડધીઆં સાચવો રાખજો છેલ્લે દિવસે રોકડ રૂા૦ ૧૫૦

શનીવાર તા. ૧૭-૩-૧૭ થી શુક્રવાર તા. ૧૩ ૩-૨૭ સુધી ત્રીજા અઠવાડીઆના
બે હપ્તાનો ટુંકસાર

દોહરો:—"અખતર" આફતમાં સર્જને, નિશદિન તેનો આપ
સહાયક તે સકળ સૃષ્ટિનો, [illegible] "ગેબી મદદગાર"

# બના મે જહાંદાર, જહાં આફરી.

(દિબાચો.)

હજારો શુક્ર છે તે પાક પરવરદીગારના કે જેણે કુલ જહાન, પેદા કીધી છે. જે તમામ જગતનો માલીક છે. જેણે આ જગતમાં દરેક ચીજ ઉપર આદમજાદ યાને માણસને સરદારી આપી છે. અને સર્વથી વધારે કીમતી રત્ન અક્કલ તે અક્કલ આપી છે. અને તેજ અક્કલથી કાળાં માથાંનાં માનવી શું નથી કરી શકતા? વીસમી સદીમાં હજારો હુન્નરની ઉથલપાઠલ થઈ તેમાં "સીનેમા"ના હુન્નરે બસ કમાલ કરો નાંખી છે. તમામ મહેનતથી થાકેલા ઈનસાનને ખાતર બે કલાકની મોજમજાહનું સાધન ખાસ "સીનેમા"જ છે. તેમાં સર્વથી મુખ્ય બાબત "ફીલમો"ની છે કે જેની ઉપર તમામ "સીનેમાં"ના બીઝનેસનો આધાર છે. કારણ કે સારી ફીલમો હોય તોજ સીનેમાનો બીઝનેસ સુધારી શકે આ અદના "કવીન વિકટોરીયા સીનેમા" કે જે ફકત આઠ મહિનાનું હજી બાળક છે જેણે પોતાની "ઓપનીંગ નાઈટ" યાને શરૂઆત "સાલમ્બો" "પ્રોટીઆ" "મારશેલા" "આર્તાશે ફિક" "સરકસની સુંદરી" વીગેરે નામ ચીન ફીલમોની સાથે "બ્લેક બૉકસ" "દશાશ્વાનનો હલ્લો" "ઝુટોરા" જેવી નામચીન સીરીયલોથી કીધી છે. અને જેની તારીફ સુરતની સીનેમાની શોખીન પ્રજાએ જાણજા કીધી છે. જેથી અમોને કાંઈક નવું કરી બતાવવાની ઉલટ થઈ છે તેટલા માટેજ "ખાસ સીઝન માટે" નામચીન ફીલમ મેકર "પાથે"ની "ગેબી મદદગાર"ની અતી પાવરફુલ સીરીયલ સુરતની શોખીન પ્રજા સનમુખ મુકીએ છીએ કે જે મેળવવા માટે અમને ખરચનો ભારે ભોગ આપવો પડયો છે. પણ આશા છે કે સુરતની શોખીન પ્રજા (કવીન વિકટોરીઆના માનવંતા પેટ્રનો) હમોને જે આશરો આપતી આવી છે તેથી વધુ આશરો આપશે તો અમે અમારી મહેનતનો અને ખરચનો બદલો મળી ચુકેલો સમજીશું. અને અમને ઉમેદ છે કે પરવર દેગારની મહેરબાનીથી એક એકથી ચઢીયાતી સીરીયલ ફીલમો સુરતની કદરદાન પ્રજા સનમુખ રજુ કરીશું.

લી૦ માલીક,

"કવીન વિકટોરીઆ સીનેમા."

લેખકઃ—બી. બી. પટેલ ઉર્ફે "અખતર."

# ગેબી મદદગાર.

## પ્રકરણ—૯ મું.

"ગુડ વઇનીંગ મીસ, ગુડ ઇવિનીંગ" પીતળના તે પીંજરામાં બેઠેલો પોપટજી મારગેરીને જોતાં પોતાના મધુર કંઠથી બોલ્યો. ને તે સાંભળી મારગેરી ચમકી તુરત તે પીંજરા તરફ જોઈ બોલી ઉઠી "અરે, આ તો મ્હારો પઢાવેલો પોપટ ટીટો છે.

અને ખરેખર આયર્ન કલો લીગરના પેલા ભેદી ઘરમાં તેણી કેદ હતી, ત્યારે આ પોપટજી કે જેનું નામ ટીટો હતું, તેને તેણીયે પઢાવ્યો હતો, મારગેરી જ્યારે ગઇ સીરીઝોમાં પેલા ગેબી મદદગારની મદદથી છુટી ફરી બાપને ઘેર આવી ત્યારે પાછળથી આ પોપટને જોખમવાળો ગણી આયર્નકલોના હુકમથી એક વેપારીને ત્યાં વેચી નાંખવામાં આવ્યો હતો, કેમકે આ પોપટ આયર્નકલોને ત્યાંની છુપી નીશાનીયો બોલતો હતો. આ પોપટ ખરીદનાર વેપારી, પોપટને બીજાં મધુર કંઠના પક્ષીઓ વેચવાનોજ ધંધો કરતો હતો, ને તેથી મારગેરી આજે સાંજનાજ પોતાના બાપના હસમુખા સેક્રેટરી ડેવીડ મેનલીને સાથેલઈ એકાદ સારો પોપટ ખરીદવા આવી હતી, પણ એવામાં એકાએક ઉપર જણ્યા મુજબ ટીટોનીજ તેણીને મુલાકાત થતાં, તુરતજ વેપારીને પુરતા દામ આપી ટીટોને તેણીયે ખરીદીલીધો.

તે કેદખાનાના સાથી, ભાઇબંધ પોપટજી ટીટો સાથ ગેલ કરતી તે યુવાન છતાં ઈશ્કમાં અંજાણુ બાળા મારગેરી ડેવીડ સાથ ઘેર આવી,–ઘેરમાં તે બન્ને જવાન જીવડાં (ડેવીડ અને મારગેરી) આજ એકલાંજ હતાં, કેમકે તેણીનો બાપ મરગોલ્ડન સહવારનીજ ટ્રેનમાંજ ફ્લાડેલફીયા નામના મથકે મળનારી રાજદ્વારી કોન્ફરન્સમાં ભાગ લેવા ઉપડી ગયો હતો, ને તેથી તે બન્ને યુવા વસ્થામા ઉડતાં પંખીડાઓ એકલાંજ લાયબરેરી રૂમમાં ગોઠવાયાં.

ટીટોના પીંજરાને ટેબલપર મુકયું, ખુરશીપર મારગેરી બેઠી, ને તે ખુરશીના હાથપર–તેણીની બાજુમાંજ ડેવીડ સાહેબ પોતાની સીટ મેળવી–એટલું તો ખરૂં કે આ રમુજી લ્હેરીલાલા આજે કંઇક નીચાણમાં ખેંચાઇ જતા પાણીના વહેળાની માફક કંઈક નવીન ઉત્સાહથી તેણીના તરફ ખેંચાઈ જતા હતા.

અને મારગેરી? મારગેરીને પણ કંઇક નવું નવું ભાન થતું હતું, તેણીના દીલમાં કદી તેણીયે અનુભવ્યું નહોતું, તેવું તેવું તેણી અનુભવતી હતી, તે[illegible] છાતી વગર કારણે જોરથી ઉછળતી હતી, હૃદય ગુંચવાતું, આંખો શરમ[illegible]

ને કંઇ કહેવાની વાત ઘડીમાં ભુલી જતી હતી, નજીવી વાતમાં હસતી હતી.

—પણ એ બધું શું ધતીંગ હતું, અરે, બાવા, એ તો–"જાનત જાન, અજાન ન જાનત, સાગર બાત સ્નેહકી ન્યારી" એ તો જાણનારા જાણે છે, અજાણ્યા જાણી શકતા નથી, કેમકે એ બધાં સ્નેહ કેહુતા ઈશ્કની વાતો દુનીયાની વાતોથી જુદી છે.

"હં, ત્યારે આ બંનેમાં આ એકાંતનો મેલાપ જોઇ પ્યારના દેવે પોતાની જાળ બીછાવી લાગે છે, એમ ચોખ્ખુંજ કહોને,–હા, કદાચ એમજ લાગે છે, જુઓને તે બંન્નેમાં—

"અતિભાવ ઉંડા જાગતા,
ગ્રંથિ હૃદયની બાંધતા;
"ઉરઈશ્કની ચીણગારીયો,
બે ચશ્મમાં ચમકાવતા

અને ખરેખર એ હૃદયના ઉંડાણુ માંથી જાગ્રત થતા એ ભાવોએ બહુ મોટું રૂપ તો ન લીધું, પણ એટલું તો ખરૂં કે તે શણગારેલા ઓરડામાં એ વખતે ચોતરફ ઈશ્કનું અંધારૂ વ્યાપી રહયું, કે જેમાં રાતની શરૂઆત થઈ છતાં એ આ ભાનભુલા જવાનો ને ખબર પડી નહી, પણ એટલામાં મારગેરીના ઓરડામાં ટેલીફોનની ઘંટડી વાગી, ને આ મુગ્ધ પ્રેમમાં ભંગાણ પડયું.

તેણી ટેલીફોનપર ગઈ, જ્યારે સેક્રેટરી ડેવીડ પોતાના ઓરડામાં ગયો, મારગેરીએ ટેલીફોન પાસે આવી ભુંગળી કાનપર ધરી તો તુર્ત સમજાયું કે તેણીના બાપ સરગોલ્ડનનો તે ટેલીફોન હતો.

સરગોલ્ડનને ફેલાડેલફીયાની કોન્ફરન્સમાં એક ચોક્કસ કીમતી દસ્તાવેજની જરૂર પડી હતી, ને તે દસ્તાવેજ પોતાની ખાનગી તલેસ્માત તીજોરીમાંથી કાઢી ફેલાડેલફીયા ખાતે મોકલવા તે બાપે બેટી મારગેરીને ટેલીફોન મારફત જણાવ્યું કે "સુવાના ઓરડાની દીવાલમાં નીચેથી સીધા ચાર હાથ પર જઈ ડાબા હાથ તરફ સાત હાથના અંતર પર તલ્લાસ કરવી તો એક છુપી ચાંપ જણાશે, તે દાબતાં એક ચોકસ ખાનું દીવાલમાંથી ખુલશે, તેમાં મુકેલાં કીમતી કાગળયાં કોઈ ન જુવે તેમ મારાપર જલદી રવાના કર."

બાપનો આ ટેલીફોનમાં હુકુમ સાંભળી તેણી તુર્ત તે ઓરડામાં ગઈ. ને બાપના કહેવા મુજબ પેલું તલેસ્માતી ખાનું ખુલ્યું તો અંદરથી પેલાં કીમતી કાગળીયાં હાથ લાગ્યાં

ઘણીજ ચાલાકીથી આસપાસ નજર કરી, તે કાગળોનું બન્ડલ તેણીયે પોતાના ગવનના છેડામાં છુપાવ્યું. કાળી રાતનો આરંભ થઇ ચુકેલો હોવાથી સેજ વધારે સાવચેત બનતી મારગેરી રાત્રિની શાન્તીમાં જાણે ભંગાણ પાડવા ન ઇચ્છતી હોય તેમ આ કીમતી કાગળીયાં ફેલાડેલફીયા ખાતે મોકલવાનો બંદોબસ્ત કરવા સેક્રેટરી ડેવીડના ઓરડા તરફ ધીમે પગલે જવા લાગી, પણ જેવું તેણી પોતાનું ... કે, તેવોજ એક શયતાનનો કાળો ઓળો તેની નજરે પડયો.

દરની બહાર ઉભેલા બીલાડાને જોઈ ઉંદરડી જેમ બહાર ડોકીયું કરી ફરી પોતાના દરમાં પેસી જાય, તેમજ આ કાળા બીહામણા આકારને જોતાંજ માર-ગેરી ઉતાવળથી પોતાના ઓરડામાં પેસી જવા ગઈ, પણ તેણીનો પ્રયત્ન નીષ્ફળ નીવડયો, ને જેમ બાજ ચકલીને પકડી લે, તેમજ તે કાળા આકારે પોતાના મજબુત પંજાથી મારગેરીનું કાંડું પકડી લીધું, " કેમ ન્હાસીને તું મ્હારા હાથમાંથી ક્યાં જનાર છે ? " તે કાળા આકારે ધીક્કારથી હસતાં કહ્યું.

" કોણ લીગર ? "

"હા, હું લીગર પોતેજ છઉં " કાળી રાતના અંધારાને પણ જાણે હચ-મચાવા પ્રયત્ન કરતો હોય, તેમ પડઘો પાડતો લીગર બોલી ઉઠયો, ને વધુમાં ઉમેર્યું કે "મ્હને ત્હારા બાપ પાસેથી વીન્ડવર્ડ આયલેન્ડનો નકશો જોઈએ છીયે, તે મેળવી આપ, નહી તો આ જીંદગીને છેલ્લી સલામ કર, કેમકે મોત શીવાય કોઈપણ તને મારા હાથમાંથી હમેશને માટે છોડાવનાર નથી.

અને ખરેખર આ લુચ્ચાના રાજા લીગરના બોલો મકકમપણાનાજ હતા, કેમકે તેણે ચોડસ રાજદ્વારી કાવત્રાંખોરના લાભ માટે આ વીન્ડવર્ડ બેટનો અસલ નકશો, કે જે અજબ સંજોગ વચ્ચે હજી સુધી સર ગોલ્ડનનાજ હાથમાં રહ્યો હતો, તે મેળવવા નક્કી ઠેરાવ કરયો હતો, ને સર ગોલ્ડન ફેલાડેલફીયા ગયેલ છે એ બાતમી મેળવી અત્યારે તે બદમાશ મારગેરીને સંતાપી પેલો કીમતી નકશો લેવા આવ્યો હતો.

"—પણ-તે મારી પાસે નથી ધ્રુજતી મારગેરીયે તે દુષ્ટ રાક્ષસને કહ્યું, ને તે ઝનુની કંઈક બોલવા જતો હતો એટલામાં મારગેરીના બીજા હાથમાં પકડેલા પેલા સફેદ કાગળના કીમતી કાગળીયાનાં બંડલપર તેની નજર પડી, તે એકદમ એક બે પગલાં આગળ વધ્યો, ને કાગડાના જેવી ઝડપથી તે બન્ડલ તેણીના હાથમાંથી ખેંચ્યું.

જમદુત જાણે પોતાના આત્માનેજ ખેંચતો હોય, એવું મારગેરીને લાગ્યું તેણી તે શયતાનના હાથને વળગીપડી બન્ડલ પોતાના હાથમાં પકડી રહી. પણ અજગર આગળ ન્હાની જળોનું શું ગજું, તેણીને એક હાથે ઝટકો મારી આ લોખંડી પંજાવાળા લીગરે પોતાના લોખંડી પંજાથી તેણીનો ટોટો પકડયો, ને આખરે તે બાળાથી એક મોટા ઘાંટાની બુમ પડાઈ ગઈ.

જેમ સ્ટેશનપરના ઘંટનો રણકાર થતાં લાઈનપર ટ્રેનનું ઇનજીન પુર જોસથી દોડતું આવતું દેખાય, તેવીજ રીતે સ્ટેશનની ઘંટડી જેવા મારગેરીના મધુર ઘાંટાના અવાજથી ઇન્જીનની જેટલી ઝડપે એક ન્હાનો કાળો આકાર ધસી આવ્યો, કે જે બીજો કોઇ નહી પણ જેને માટે આજે તેણીએ ભવીષ્યની આશા બાંધી હતી, તે જવાન સેક્રેટરી મીં. ડેવીડ મેનલી પોતે હતો,

ડેવીડ મેનલી પોતાના ઓરડામાં હતો, એટલામાં બટલરે આવી જણાવ્યું હતું કે આજે આપણાં ઘરની આસપાસ બે ત્રણ કાળા આકારો ભટકે છે,ને તેથી તે ભટકનારા કોણ છે? એ તપાસ કરવા ડેવીડ બહાર નીકળતો હતો, એટલામાં માર-ગેરીની મોટી બુમથી તે ચમકયો, ને જે તરફથી બુમ આવી તે ઓરડા ઓસરંભ દોડયો તો મારગેરીનો ટોટો પીસી પેલાં કીમતી કાગળીયાં લેતા લીગરપર તેની નજર પડી.

સાપની ઉપર જેમ ગરૂડ પક્ષી ઓચીન્તુ જઇને પડે તેમજ ડેવીડ, અરે, આજે તો કંઇક મારગેરી સાથે મીઠી મીઠી વાતો કરી વધુ બહાદુર બનેલો ડેવીડ કુદયો, ઉછળ્યો, કહોકે ઉડયો, ને યાહોમ લીગરની ગરદનની આસપાસ વીંટળાઈ વળ્યો, પણ લીગર અંતે જોર કરી ડેવીડને પછાડી નાઠો.

હમેશાં ઉતાવળાં સાહસનું પરીણામ અકારૂં આવે છે, તેમજ ડેવીડની બાબતમાં બન્યું ને જેવો તે ન્હાસતાં લીગરની પુઠે હુમલો લઈ દોડયો, તેવોજ પાછળથી લોહારના હથોડાની માફક એક મજબુત હાથ તેના પર પડયો, ને આ ઓચીંતા ફટકાથી તે સાહસીક ને હીમતવાન જવાન ડેવીડ મોટા ઝાડની શાખા માફક જમીનપર તુટી પડયો.

તે પડયો કે તુરત આસપાસના ગાઢા અંધકારમાં કાળા ઝભામાં સજ થઈ કાળા રાત્રીના પુત્રો જેવા લાગતા એ પાંચ પહેલવાન આકારો દોડી આવ્યા, ને પાછળથી મારગેરી પોતાનાં એ પાંચ માણુસો સાથ ડેવીડની મદદે આવે, એ પહેલા તો મૈયતને ઉંચકી જેમ ઝનાજામાં સુવાડે તેમ ડેવીડને ઉંચકી નજદીક ઉભેલી બંધ મોટરમાં સુવાડી દીધો, ને તે કાળી રાત્રિના અંધારામાં વીજળીના ફાનસની રોશની ફેંકતી મોટર બીજી ઘડીયે પુર ઝડપે રસ્તો કાપવા લાગી.

જ્યારે બેભાનીમાંથી ડેવીડ જાગૃત થયો, ત્યારે તેણે પોતાને એક બંધ કોટડીમાં કેદ થયેલો જોયો, તેના હાથ પણ મજબુત બાંધવામાં આવ્યા હતા, છતાં તેને એક લાંબા નરમ બીછાના પર નાંખવામાં આવ્યો હતો, ડેવીડ આવી હાલતમાં પણ હસમુખો ચહેરો રાખી કોટડીની ચોતરફ નજર નાંખવા લાગ્યો, એટલામાં મારગરીનો પેલો માનીતો પોપટ ટીટો એક ખુણામાં આવી બેઠેલો જોયો.

આ પોપટજી પોતાની મેલેજ પાંજરાંમાંથી છુટો થઈ જાણે સેક્રેટરી ડેવી-ડની મદદે આવ્યો હોય, તેમ ધીમે ધીમે આ તેની જાણીતી જગા તરફ આવ્યો હતો તેને ડેવીડ મોઢાની સીસોટીથી બોલાવવાને વાતો કરાવા લાગ્યો, એટલામાં કોટડીનો દરવાજો ખુલ્યો, ને લોખંડી પંજાવાળો પીશાચ લીગર ત્યાં આવી હાજર થયો.

"કેમ મી. ડેવીડ આ કોટડીમાં કેવીકે મજાહ આવે છે," તે લુચ્ચો હસ્તો હસ્તો બોલ્યો.

"અરે વાહરે દોસ્ત મજાહનું તો શું પુછવું, હવે તો હું તારો દર વખત મીજબાન બનીશ તેં મ્હારે માટે તઇયાર રાખેલા આ વીસ ફુટના બીછાનાની મજાહ ઈંગલાંડના રાજા પહેલા ચાર્લીના પલંગ કરતાંબી વધારે છે" તેટલાજ નિર્દોશ હસવાથી આપણો લ્હેરી ડેવીડ બોલ્યો.

---

## પ્રકરણ ૧૦ મું.

"હું જાઉં છું. જો દોઢ કલાકમાં પાછો ન ફરૂં તો તમારે મ્હારા હુકમ આ ગોલ્ડનના સેક્રેટરીનું કરવું," એમ કહેતો ગુસ્સાથી હવામાં મુઠીયો ...ના મેમ્બરોથી લોખંડી પંજાવાળો લીગર ચોકસ કામને માટે છુટો પડયો.

તે જવા પછી બાકી રહેલા બે ત્રણ મેમ્બરો ને પેત્રી બુઢી જીપસીએ આંચાએ રમકડા જેવા કેદી ડેવીડ મેકલીન કોટડીમાંથી બહાર કાઢયે, ને તે ભેદી ઘરમાંની એક પુરાણી ખુરશીપર બેસાડી એક મેમ્બરે લુચ્ચ ઈથીજ કહ્યુ "બોલ દોસ્ત, ત્હારા મોઢાને શાની હાજત છે?

"અરે, યાર આ જીભ ને કલેજાંને થોડાંક ટેસ્ટમાં નાખવાને માટે પહેલાં તો એકાદ સીગાર હશે તો ચાલશે" નચીંતપણે આ નામદાર ડેવીડ બોલ્યા.

"લે આ એક ને બદલે બે સીગાર" એક બદમાશે શીગાર કાઢી ડેવીડના મોઢામાં મુકતાં કહ્યું.

"પણ આ તારા મિત્રને જરા આ બાંધેલા દોરડાના માનપાનથી છુટો કર ત્યારે સીગાર લઈ શકેનો?" ડેવીડે પોતાના હાથના બંધનપર બદમાશનું ધ્યાન ખેંચતાં વીચીત્ર એકટીંગ કરી તે સઘળાઓને હસતાં કહ્યું.

"હા છુટો કરોને, આપણા ત્રણની વચ્ચેથી આ તલેસમતી ઘરમાંથી કયાં છટકવાનો છે?" એક મેમ્બરે પોતાના જોડીદારને સુચવતાં કહયું.

મેમબરો ખુબ હસ્યા, ને તુર્ત ડેવીડને છુટો કરી ખુરશીપર બેસાડયો, કે આ ડેવીડ સાહેબ તો પગપર પગ ચઢાવી જાણે પોતાના મોટા ભવના ઘરમાં દોસ્ત આસનાઓની વચ્ચે બેઠા હોય તેમ આરામથી બેસી સીગાર સળગાવી ધુંવા કાઢવા લાગ્યો ને પોતના રમુજી ટહુકાથી આસપાસ વીંટળાઇ ઉભેલા બદમાશોને પણ હસાવા લાગ્યો—પણ જાણે એટલામાંજ થોડી વખત પહેલાં ગમ્મતમાં બોલી ગયેલ ડેવીડનાં વચનો સત્ય થતાં હોય તેમ એકાએક એ તલેસ્માતી છતાં લાકડાથી બનેલા ઘરમાં ભયંકર આગે દેખાવ દીધો, કે જે આગ મુકવાનું કામ આપણા પોપટજી પંડત ટોટોએ કર્યુ હતું. ને જાણે આ પોતાના નવા દોસ્ત ડેવીડને બચાવવાજ તેણે આ કામ કર્યુ હોય, તેમ આ ચતુર પક્ષીએ પોતાની ચાંચવડે ઓરડીમાં સળગતી બતી ઉંધી પાડી નીચેનાં ઘાસમાં નાખી, ને તેથી ભયંકર આગની દેવી ઉત્પન થઈ તે પાપના ધામનું, દુષ્ટોના તલેસ્માતી કામનું, સત્યાનાશ વાળતી પ્રાયશ્ચીત આપવા લાગી.

આટલાથી જાણે પુરો સત્યાનાશ થઇ ન હોય, એમ બીજી ક્ષણે તે બાહર પાણીની બાજુમાં ઝુલતું છાપરૂં જોત જોતામાં પાણીના ભયંકર ધોધથી તાણાઈ જતું ચાલ્યું—પહેલી આગ, ને બીજે નંબરે પાણીના ધોધ, એ કુદરતી શક્તીઓનો કરોધ, મોટા જોધ જેવા બદમાશોને બુડાડવા લાગ્યો, ને તે તકનો લાભ લઈ આ પણા બહાદુર ડેવીડ સાહેબ છટકયો પણ તે મુંઝાયો, કેમકે તે દરવાજાની ભેદી કળને કેમ ખોલવી, તે તે નહી જાણતો હતો, પણ એટલામાંજ આ ઘરથી ના" ટોટો બોલ્યો, કે વીશ, સાત–વીશ અમુક–એ સંખ્યાના આંકડા મુજબ ?" તે કળનાં નંબરો ગોઠવ્યા ને તુર્ત દરવાજો ખુલ્લો થયો.

દરવાજો ખુલ્લો થતાં આ ચુવકના માળા તરીકે પ્રસીધ્ધીમાં આવેલા ભેદી સં-ચાંચમાંથી નઈ કુંડમાંથી જેમ કોઈ પુણ્યાત્મા જીવ ન્હાસે તેમ ડેવીડ પેપટ ટીચેને લઈ નાઠો.

હવે જરા વખત તેને ન્હાસતો મુકી આપણે લોખંડી પંજાવાળા લીગર તરફ ફરીયે તે બદમાશે અહીંથી જવા પછી પોતાની એક બીજી ખાનગી ઓફીસની મુલાકાત લીધી. અને તુરતજ મારગેરીને ટેલીફોન કર્યો કે "તારા બાપના સેકરેટરી ડેવીડને મેં કેદ પકડયો છે, જો દોઢ કલાકની અંદર તારા બાપના ઘેરમાં છે તે કીમતી કાગળીયાં મને નહી મળે તો હું ડેવીડને ઘાયલ કરીશ, યાદ રાખજે કે જો તું કંઈ પણ ચુકતી કરીશ, તો મ્હારી ચુકતી તૈયાર જ છે.

આ ટેલીફોન સાંભળીનેજ બીચારી મારગેરી ગભરાઈ ગઇ, ને તેથી તે કાગળીયાને કાગળીયાનું બન્ડલ સ્વાધીન કરી ડેવીડનો જાન બચાવવા કહયું. ને તે લુચ્ચો તેમ કબુલ થયો, ને ટેલીફોન બંધ થયો.

ટેલીફોન બંધ થતાં તુરતમાંજ મારગેરીયે પોલીસ સ્ટેશનનો નંબર લઇ પોલીસને ખબર આપી કે તેઓ પોતાના ઘરની આસપાસ આવી બેસે, ને કાગળીયાં લઈ જતા આ લુચ્ચા લીગરને પકડે, પણ આ બાબાને એ ગોઠવણ કરવામાં પુરો ફુરસદ મળી નહી, કેમકે બીજી પળે તેણીએ કીમતી કાગળીયાનું બન્ડલ કાઢયું, એટલામાં તો લીગરનો ઝનુની આકાર એક પાશાચના પડછાયા માફક દરવાજા આગળ દેખાયો, અને મારગેરીની ગરદન પકડી મેઢા વડે પેલા કાગળીયાનું બન્ડલ ઉપાડી લીધું. ને તુર્ત બહાર ઉભેલી મોટરમાં બેસી એકદમ ઉજડ રસ્તા તરફ દોડાવી ગયો. જેવી તે લુચ્ચાની મોટર અરધે રસ્તે આવી, તેવોજ તે બેઠકની નીચેથી એક કાળો આકાર પ્રગટ થયો, કે જેના હાથમાં ભયંકર ભરેલી પીસ્તોલ ને આંખે બાંધેલા બીહામણા કાળા પટ, જોનારને કંપાવી નાંખવા પુરતા હતાં પણ અરે, આતો આપણો ગેબીમદદગાર! હા? એજ છે, કેમકે તુરતજ તે ભયંકર પીસ્તોલ અંદર બેઠેલા લીગર સામે તાકી ગેબી મદદગાર બોલ્યો, "છોડ તે કાગળનું બન્ડલ નીચું મુક, ત્હારા મોત મા મળતી માફી તું નહીં ચુક."

પણ એ ભયંકર માર્મીક શબ્દોની નોટીસ સાથેજ "શયતાન અહીં પણ નડયો" એમ મનમાં બબડતાં તે લોખંડા પંજાવાળા લીગરે ફરજીયાત તે મહામુસીબતે હાથ લાગેલું બન્ડલ આ ગેબી મદદગાર—બુરખાવાળાના હાથમાં ધ્રુજતે હાથે મુકયું, કે એક પળ પણ વખત નહી ગુમાવતા આ ભેદી બુરખાવાળો ચાલતી મોટરેજ સાવચેતીથી નીચે કુદી પડયો. ને તે એકાંત લતામાંથી એકદમ મારગેરીના ઘર આગળ આવી, ત્યાં આવી પહોચેલા પોલીસ સીપાહી સાથે આ કીમતી કાગળનું બન્ડલ મારગેરીપર મોકલાવ્યુ

જે વખતે પોલીસ સીપાહી મારગેર પાસે હાજર થતો તે વખતે ડેવીડ પણ આવી પહોંચ્યો હતો; જેઓ આ ગેબી મદદગારે મોકલાવેલું કીમતી કાગળનું જોઈ ખુશ થયા પણ તે ગેબી મદદગાર કોણ? જોતે એક સ્ત્રી હોય તો મરદને હંફાવે તેવું જોર હોઇ શકેજ નહી, ત્યારે તે કોણ?

# પ્રકરણ ૧૧ અને ૧૨

જેમ તમારી સામેથી નોર્થર્ન એક્ષપ્રેસ ટ્રેન એકદમ પસાર થાય, તેમ આ અદભુત ને રસીક સાર હવે અમો તમારી નજર સામેથી જલદી પસાર કરશું, કેમકે ખેલ શરૂ થવાનો ટાઈમ થઈ ગયો છે, માટે સમજી લ્યો કે, આ તે સહવાર હવી કે જે સુંદર સહવારે સર ગોલ્ડન ઘેર આવી પહોંચ્યો હતો, ને સઘળા ખુલાસા થયા પછી અત્યારે તે સેક્રેટરી ડેવીડને વ્હાલી બેટી મારગેરી સાથ લાયબ્રેરી રૂમમાં બેઠો હતો, એટલામાં એક માણસે આવી મારગેરીના નામની ચીઠી આપી કે જે ચીઠી પેલા ગેબી મદદગારેજ મારગેરીના નામે મોકલી હતી.

મારગેરીએ આ ચીઠી ખોલી અજાયબીથી વાંચી તો તેમાં લખેલું હતું કે વ્હારી વ્હાલી દીકરી, તું મારા બાપને અર્જ કરી મને એક વખત મળવા આવી જજે, જો કે તારો બાપ મને દોષીત ધારે છે, પણ હું કેટલી પવીત્ર છું ! એ ખુદા જાણે છે ! કંઈ નહીં એ વખત આવતા સાબીત થશે, પણ આજે જરૂર બાર વાગે મને અસ્ટોરીઆ હોટેલમાં મળજે તારી વ્હાલી માતા—તારીજ બેટી મીસીસ ગોલ્ડન.

આ ચીઠી વાંચી તુરત મારગેરીએ પોતાના પ્રીતીપાત્ર ડેવીડની સલાહ લઈ બાપને (સર ગોલ્ડનને) અર્જ કરી પણ તે માયાળુ બાપ પોતાની વાહલી બેરીનું નામ આવતાં છેડાઈ પડયો, ને મારગેરીના આંસુની કે સેક્રેટરીની સલાહની દરકાર ન કરતાં એકદમ ધસીને આ મુલાકાત માટે નાજ પાડી.

શું કરે, દીકરી ને ગાય, જેમ દોરે તેમ જાય; મારગેરી રડતીજ પોતાના રૂમમાં ભરાઈ, એટલામાં ઘણીજ અજાયબી વચ્ચે એક લેડી માણસ હાથે લીબરની એક ચીઠી સર ગોલ્ડનના હાથમાં પડી, જેમાં તે લુચ્ચાએ હવે તો ધીમકીથી જણાવ્યું હતું કે, મી, ગોલ્ડના કાગળના એક નાના ટુકડાપર તારૂં મોત લટકે છે, કે જે ટુકડો બીજો કોઈ નહીં પણ વીન્ડવર્ડ બેટનો જે લેડી નકશો, તેનો ચોક્કસ ભાગ તારી પાસે છે, તે ટુકડો, આ નકશાનો ટુકડો જો મને જલદી મોકલવામાં નહીં આવે તો સ્પોટેડ વોર્નિંગનો હવે મારા તરફથી ઉપયોગ થશે કે જે સ્પોટેડ વોર્નિંગના અર્થ તારી બેટી સારી રીતે સમજે છે.

આ ચીઠી વાંચીને હજુ ટેબલપર મુકે છે એટલામાં તે ચીઠી પર ઝેરી પાઈપમાંથી ફુંકાયેલા એક ઝેરી પ્રવાહીના કાળો ડાઘ આવી પડયો, ને ગોલ્ડન ગભરાયો, તેણે મારગેરીને બોલાવવા પુછયું, ને મારગેરીએ કહ્યું કે તે લુચ્ચાઓની ખુન કરવાની આ એક ભયંકર યુક્તિ છે.

મારગેરીના આ ખુલાસો સાંભળતાંજ સરગોલ્ડને ગભરાઈ તુરતજ પોતાના સેક્રેટરી ડેવીડ સાથે મળી સલામતી ખાતર મારગેરીને સીક્રેટ સર્વીસ ના તેણીની આન્ટ મધરને ત્યાં મોકલાવી દેવાનો ઠરાવ કર્યો.

તુરતજ મુસાફરીની તૈયારી થઈ ને મારગેરીએ આંટ મધરને મોટરમાં જગ્યા લીધી, પણ જેવા એ મોટર અરધે રસ્તે આવી

પર વરૂના ટોળાની માફક બદમાશો તુટી પડયા, કેમકે તેઓએ મારગેરીની મુસાફરીની બાતમી મેળવી અગાઉથીજ તેણીને પકડવાનું નક્કી કર્યું હતું.

શીયાળવાનો શીકાર જેમ સીંહ ઉપાડી જાય. તેમ આ વખતે પેલા લેદી બુરખાવાળાએ કર્યું. ને એક દીલ ઉશકેરનારા સાહસ વચે તે તેણીને દુશમનના હાથમાંથી છોડાવી ગ્રાન્ડ મધરને ત્યાં લઈ આવ્યો.

માતા અને મારગેરીનો મેળાપ હજુ થાય, એ પહેલાં તો તે લેદી બુરખાવાળો જેમ દરીયાની રૈનાનો કુચલો દોડી પોતાના દરમાં પેસી ગયો, ને બીજી પળે તો તેજ ઓરડામાંથી એક ઉંચા કદની ઓરત બહાર આવી "ઓહ, બેટી મારગેરી તું આવી કે ?" એમ કહી ભેટી પડી.

એ સાંભળી મારગેરી તો અજાયબીની ખાયમાં ગબડી પડી, ત્યારે કોણ એ લેદી બુરખાવાળો ?—

× × × × × × ×

આવો આપણે જરા હવે આપણા રમકડા જેવા સેકરેટરી ડેવીડના દર્શન કરીએ, આ લહેરીલાલો અત્યારે બહાર જતો હતો, એવામાં તેણે બે ખુંડી પંજાવાળા લીગર અને તેના જોડીદારને કંઈક છુપી મસલત કરતા જોયા, તુરત એક બીલાડાની માફક ડેવીડ છુપાઈ તેએની હીલચાલ જોવા લાગ્યો, તો તેઓ નજદીકની કેબીનમાંજ સર ગોલ્ડનને ત્યાં ગોઠવેલા પોતાના મળતીયાપર ટેલીફોન કરતા હતા.

આ ભેદી હીલચાલ ને છુપા ટેલીફોનથી ડેવીડ સમજી શકયો કે, તે એક ઘણુંજ ભયંકર કાવતરૂ ગોઠવતું હતું. ને તેથી તે કાવતરાને અટકાવવા કમાનમાંથી છુટેલા તીરની માફક તે દોડયો. ને એક પબ્લીક ટેલીફોનપર પોતાના શેઠ સર ગોલ્ડનને ઘેર ટેલીફોન કર્યો, તો નોકર તરફથી ખબર મળી કે તેઓ સેન્ટ્રલ ટાવર તરફ ઉપડી ગયા છે.

કારણ ? કારણ કે તેઓ હમણા લાયબરેરીમાં ગયેલા ત્યારે એકાએક તેઓના કેશ બોકસમાંથીજ તેઓને એક લીગરની ચીઠી મળી, જેમાં તે લોખંડી પંજાવાળા લીગરે ગોલ્ડનને જણાવ્યું હતું કે "મારા માટે વધારે લડવું એ નકામું છે" જો તમારી આંખો નહી ઉઘાડો, તો તે મૃત્યુજનક થશે, તમારા નકશાનો અરધો ભાગ મને જોઈયે છીયે, જો હવે તમે તમારી દીકરીને જીવતી આબરૂ સાથ પાછી મેળવવા માગતા હો તો તે નકશાનો અરધો ભાગ લઈ સેન્ટ્રલ ટાવરનાપર કાળા પોશાકમાં સજ થઈ ભેઠેલ શખ્સને આપી આવજો, કેમકે તે શીવાય હમણાંજ અમોએ હાથ કરેલી મારગેરી જીવતી તમારા કબજામાં નહીં આવે. લીસ લીગર.

આ ચીઠી વાંચીનજ સર ગોલ્ડન ગભરાઇ નાખુશી સાથ પેલો વીન્ડવર્ડ બેઠકનો નકશો લઇ સેન્ટરલ ટાવર તરફ મોટરમાં બેસી ગયા હતા.

આ સઘળી વાત લુચ્ચાઓની વાતચીત પરથી તેમજ ટેલીફોનથી સેક્રેટરી સમજી ગયો, ને લુચ્ચાના હાથમાં કીમતી નકશો જતો અટકાવવા તે બાકાનું ભુલાઈ ટાવર તરફ ઉડયો, જે પછી તો તે ટાવરપરનો ભયંકર દેખાવ, ...ળાની ભેદી હીલચાલ શું અમો તમોને કહી શકાશે ?

## પ્રકરણ ૧૩ મું.

હર ઘરમે શરાબી હય ઈલાહી તોબા,
ક્યા ખાના ખરાબી હય ઈલાહી તોબા,

તોબા પુકારતી, ને ધણીની શરાબીથી કંટાળેલી ગરીબ ચાકરડી જેમીમા, વોશીંગટન ખાતે આવેલ સેન્ટ્રલ ટાવરના ઓરડા ઝાડુ મારી સાફ કરતી કરતી ઉપર મુજબ બબડતી હતી, એટલામાં તેણીની નજર એક કાગળપર પડી, ને તે ઉંચકી લીધો, કે જે જાડાં કાગળપર આડા અવળા લાંબા ઉભા લીટા તાણેલા હતા.

જેમીમા કાંઈ ઝાઝુ ભણેલી નહોતી, તોપણ આ કોઈ જગ્યાનો નકશો છે એટલું તો તેણી સમજી શકી, ને આવા નકશા ઘણી વખત કીમતી હોય છે, એમ તેણી આ ટાવરમાં નોકરી કરતાં કરતાં કેટલીક વખત બીજાઓને મોઢથી સાંભળવા પામી હતી, તેથી તેણીએ તે પ્લાનનો કાગળ ઉચકી પોતાના ગવનના ખીસામાં મુકયો, ને ઝાડુ મારવાનું કામ પુરૂ થતાં તેણીયે ઘેર આવી દારૂનો નીશો ઉતરી જવાથી સુસ્ત બની ઘેરમાં બેઠેલા ધણી આગળ તે રજુ કર્યો.

"જુઓને આ, ટાવરમાંથી મને કંઈ કાગળ મળ્યું છે, તેમાં શું લખેલું છે? તેણીએ કહ્યું.

'છી, એવાં કાગળીયાને–ડુચાને શું પીઇ શકાય છે, કાંઇ દારૂની બોટલ મળી હોય તો લાવ," તે શરાબ ભક્ત સ્વામીયે તે કાગળીયાને સીગારેટના ખાલી ખોખાં ફેંકી દેવાના ઘરનાં ખુણામાં ફેંકી દેતાં કહયું, ને તુરત તે દારૂદેવીનો ઉપાસક એકાદ પેગ ચઢાવવા પીઠા તરફ ગયો, પણ રસ્તે જતાંજ ખીસ્સો તપાસ્યો તો ખીસ્સા ખાલી! કડક બંગાલી!

ત્યારે હવે શું કરવું, પેગના પૈસા તો જોઇએ, ને તેથી એકાદ મુરઘી ઝુરઘી તફડાવવા આ મોવાલી સાહેબે વીચાર કર્યો, એટલામાં રસ્તાપરના એક એકાંત ઘરમાં એક પોપટને છુટો ફરતો જોયો, કે જે પોપટ બોલતો કે "આયર્નકલોને શોધી કાઢો."

વાંચનાર આ પોપટને ઓળખી ગયો હશે, કે તે ટીટોજ હતો, ને અમે પણ કબુલ કરીયે છીયે કે તે ટીટોજ હતો, આજે સહવારનાજ ગોલ્ડનને ત્યાંથી લઇ આવી પેલા ભેદી બુરખાવાળાએ આ ઘેરમાં આવી વસેલી મારગેરીને ટીટો ભેટ આપ્યો હતો, કેમકે આ એકાંત ઘરમાં ભેદી બુરખાવાળાના પ્રયત્નથી માર્ગેરી પોતાની વ્હાલી માતા સાથ રહેતી હતી.

આ મારગેરીના માનીતા ટીટોના મધુર ટહુકારે આપણા રસ્તે જતા શરાબના શોખીનને લલચાવ્યો, ને ટીટોને વેચી એકાદ પેગની કીંમત ઉપજાવવા તુરતજ આ મોવાલીએ ટીટોને પકડી પોતાની પાસે મુરઘાં પકડવાને કોથળામાં નાંખી ઉતાવળે પગલે ચાલતી પકડી,

પણ તેમના ચાલવાની સાથ કોથળાની અંદરથી ટીટોનિ જીભ, પણ ચાલુ થઇ ચતુર પક્ષી જોરથી પોકાર કરવા લાગ્યો કે "આયર્નક્લોને પકડો આયર્નક્લોને શો."

ટીટોના આ શબ્દોએ તે ઉજડ રસ્તાની બાજુમાં, બેસી મસલત ચલાવતા લીગર અને તેના જોડીદારોને ચમકાવ્યા, અથવા એમ કહો કે ટીટોના આ શબ્દોએ મારગેરી ઉપર એક ભયંકર આફતનું વાદળ ખેંચી આવ્યું, કેમકે ટીટોનો અવાજ સાંભળતાં લુચ્ચો લીગર અને તેના સાથીયો ટીટોને લઈ ન્હાસતા આ દારૂ ભક્તની પુઠે પડયા. ને જેમ પોતાના માળામાં પેસતા ચકલાને બાજ પક્ષી પકડી લે, તેમ ટીટોને લઈ પોતાના ઝુંપડામાં પેસી જતા મોવાલીને લીગરે પકડી લીધો, ને આ પોપટ (ટીટો) કઈ જગ્યાથી લઈ આવ્યો ? તે જગ્યા દેખાડવા લીગરે આ સુશ દેવીના ચોર સેવકને દમ મારી હુકમ કર્યો કેમકે તે જાણતો હતો કે "જ્યાં ટીટો હોય, ત્યાં મારગેરી હોવીજ જોઇએ."

લીગરના રોફથી ધ્રુજતા, ને બચાવ માટે ઘડી ઘડી બૈરી સામે જોતા તે ચોર મોવાલીને લીગરના સાથીયોયે ધક્કા મારી સાથે લીધો, ને ઘભરાતો અકળાતો ને લાચારીયે પોતે જ્યાંથી આ પોપટ ચોર્યો હતો, તે મારગેરીના મકાન તરફ સઘળા ને લઇ ચાલ્યો.

લીગર ને તેના સાથીયો આ મોવાલીને લઈ મારગેરીના ઘર તરફ રવાને થયાં ને ભાગ્યેજ બે મીનીટ થઈ હશે, એટલામાં તે ઝુંપડીમાં લાંબા કદનો આપણો ભેદી બુરખાવાળો રજુ થયો, તે ગેબી શખ્સે અંદર આવતાંની સાથ પોતાના ધણીને લીગર પકડી ગયાથી ગભરાયેલી જેમીમાને ધીરજ દેતાં કહયું "તું જા જલદી શેહેરના શેરીફ અને તેનાં માણસોને બોલાવી લાવ કે જનાવરોપર ઘાતકીપણું કરનારી ટોળીયે મારા ધણીને એક પોપટ સાથે પકડયો છે," આમ તે જેમીમાને ભલામણ દેતો હતો, એવામાં એકાએક તેની નજર જેમીમાના ધણીયે ખુણામાં ફેંકી દિધેલા પેલા કાગળીયાપર પડી, ને તે ભેદી બુરખાવાળો ચમકયો, ને એક ઝવેરી જેમ કોલસામાં પડેલો હીરો ઉંચકી લે તેવીજ કદરદાનીથી એ ખુણામાં પડેલો, ને આ જેમીમાના ધણીને મન નકામો થયેલો કાગળનો ટુકડો ઉચકી લીધો, ને અહા ! તે બુરખાવાળાએ અજાયબી વચે જોયું કે તે કાગળનો ટુકડો સર ગોલ્ડનના હાથ માંથી બચેલો વીન્ડવર્ડ આયર્લેન્ડનો કીમતી નકશો હતો, કે જે નકશો ગઈ કાલે લીગરના મળતીયા અને ગોલ્ડનના સેક્રેટરી ડેવીડ વચે જંગ મચતાં આખરે મોતને સ્વાધીન થયેલા લીગરના મળતીયાના હાથમાંથી આ કીમતી નકશો ટાવર ના નીચેના ઓરડાના એક ખુણામાં ઉડી જઇ પડયો હતો, જે આ ગરીબ જેમી માને હાથ લાગ્યો, પણ ભરવાડ જેમ હીરાની કીમત ન આંકતાં તેને એક ચળકતો પથરો ગણી પોતાની બકરીને ગળે બાંધે છે, તેમજ આ બુદ્ધાહીણ જેમીમા અને તેના દારૂડીયા ધણીયે આ કીમતી નકશાને ન પીછાનતાં, એક ખુણામાં ફેંકી દીધો હતો, પણ જ્યારે આપણે જોયું તેમ આ ભેદિ બુરખાવાળો, કે જે જે જેમીમાની બાજુમાંજ જાણે મારગેરીના ચોકી કરવા રહયો હોય. તેમ ઝુંપડી કરી રહયો હતો, તેણે તે ઉંચકી લીધો.

"જેમીમા આ કાગળ તું મહને આપીશ કે, લે આ તેના બદલામાં થોડીક નોટો," તે કીમતી કાગળ પોતાના ઓવરકોટના ઉંડા ખીસામાં સેરવતાં ...એ થોડીક નોટો જેમીમાના હાથમાં મુકી કહ્યું.

કુન્દન

## ૧૧

"ઓ, ઘણી ખુશીથી, આવા એક નકામા કાગળ માટે આપ આ મોટી બક્ષીસ આપો છો, એને માટે તમારો ઉપકાર માનું છું" હસા લઇ ખુશી થતી જેમીમા બોલી,

ખરેખર લોખંડી પંજાવાળો લીગર ને તેના દોસ્તો જેમીમાના ધણીને લેવા જ્યારે આ ઓરડામાં આવ્યા, ત્યારે કીમતી નકશાની બાજુમાંથી પસાર થયા હતા. છતાં તે ભયંકર કામોના તરંગોથી ઘેરાયેલા મગજવાળા, અને અભીમાનમાં આંધળા બનેલા બદમાશો આ નકશો જોઇ શકયા નહોતા.

"ચાલ હવે તું શેરીફને બોલાવી આવ, એટલામાં હું તારા ધણીને તે, લુચ્ચાઓના હાથમાંથી છોડાવા કોશેશ કરૂં છું" બુરખાવાળાએ જેમીમાને કહ્યું, ને બીજી પળે તો તે બહાર પડયો, ને છુટાછવાયા મકાનમાંથી એક કંગાળ લાગતા મકાનની અંદર તે ચાલી ગયો.

હવે બીજી તરફ વળીયે,—જેમીમાના ધણીની સ્હાયથી લીગર અને તેના જોડીદારોએ તે ઘર શોધી કાઢયું. ને અંદર નજર કરી તો મારગેરી અને તેની માતાને બેઠેલાં જોયાં "હં, હવે જરા વધારે મજાહ પડશે" ધીકકાર યુક્ત ભાવોથી લીગર બોલ્યો, ને બીજી પળે તો અષાઢ મહીનાનાં વાદળાં ગીરીશૃંગપર ધસી આવે, તેમ આ લીગરની ટોળી અંદર ધસી આવી, કે જેઓને જોતાજ મારગેરી મારગેરીની માતા બાહ્યવેલી હરણીની માફક આંખો ફાડી જોઇ રહી.

"ચાલો, હવે તમો મા દીકરી બંને અમારા એકાંતવાસમાં આનંદથી રહી શકશો" લીગરે માર્મીકથી હસતાં કહ્યું.

"ચુપ, શયતાન, અહીંથી ચાલ્યો જા, નહીં તો મારા માણસો પાસે ધક્કા મરાવી કાઢીશ," મારગેરીની માતાએ જરા હીંમત લાવી દમ કસો કહ્યું, પણ પરીણામ ઉલટું આવ્યું, ને તેથી તો તે છંછેડાયલો લીગર એકદમ પોતાના માણસો તરફ જોઇ બોલ્યો, "પકડો આ રાંડ બલાને."

એ હુકમ સાંભળતાં તેણીયે બુમ પાડી, ને તુર્તજ તેણીને મદદે તેઓનો વફાદાર નોકર દોડી આવ્યો, તે વચ્ચે પડયો, પણ લીગરે તેને હુમલો કરી પકડી લીધો,ને નજદીકના એક નાના ઓરડામાં તે નોકરને કેદ કરવા ઓરડાનું બારણું ઉઘાડયું.

—પણ બારણું ઉઘડતાંજ લીગર ચમકી એકદમ પાછળ હઠી ગયો, કેમકે હાથમાં પીસ્તોલ રાખી તે હંમેશનો દુશમન ભેદી બુરખાવાળો હસતો ઉભો હતો. "ચાલ પછી અજાયબી પામજે, હાલતો મારગેરી અને તેની માતાને અહીંથી સહીસલામત જવા, દે,—તું જે નકશો માંગે છે તે મારી પાસે છે, હું તને તે આપીશ" ભેદી બુરખાવાળાએ લીગરને ભય અને આશા આપતાં કહ્યું,

"તારો વીશ્વાસ શું ? કે તે નકશો તું મને આપેજ" લીગરે નકશાની વાત આવતાં કહ્યું.

"હું ખાત્રીથી કહું છું કે આપીશ" 'ત્યારે ભરૂસા તરીકે તારા હાથ વીપીસ-તોલ મ્હને આપ,' લીગરે કહ્યું "લે આ મારી પીસ્તોલ," બુરખાવાળાએ નીડર થી લીગરના હાથમાં પીસ્તોલ આપતાં કહ્યું, ને લીગરને વિશ્વાસ આવ્યે મારગેરી અને તેની માતાને ત્યાંથી સહીસલામત જવા દીધી જેવી

ગઈ કે લીગરે નકશો માંગ્યો, ને બુરખાવાળાએ ઓરડામાં જઇ નકશો લાવી આપ્યો, કે જે નકશો જોઇ તે લુચ્ચાઓ ખુશ થવા લાગ્યા.

આ ખુશાલી કેટલીવાર ટકી? વાંઝણીને આવેલું પુત્ર રમાડવાનું સુખ સ્વપ્ન કેટલીવાર ટકે? તેટલીજવાર આ ખુશાલી ટકી, કેમકે બીજી પળે લીગરે જોઇ લીધું કે તે નકશામાંથી શાહી ઉડી જતી હતી, ને તેથી સમજાતું હતું કે અસલ નકશો પોતાની પાસે રાખી છુપી શાહીથી બેહી બુરખાવાળાએ આ નકલી નકશો બનાવ્યો હતો, ને તથી લીગર છેડાઈ પડયો, ને તે હજુ સુધી બાજુમાં ઉભેલા બુરખાવાળાપર ધસી ગયો, ને તેના મોઢાપરનો બુરખો ગુસ્સામાંજ ખેંચી લીધો, અહા! તે સખળાઓની શું અજાયબી—તે તો હવડેજ પુરેલો મારગેરીનો નોકર નીકળ્યો.

ત્યારે બુરખાવાળો કયાં ગયો? એ કોણ હતો? એ શંકા ભરેલા સવાલો અરસપરસ પુછતાં, ચીડવાતા, ભરેલા અગ્નીની પેઠે ક્રોધથી ધુખવાતા તેઓ પેલા નોકરપર પોતાનો ગુસ્સો ખાલી કરવા તઇયાર થયા, પણ તેજ વખતે આકાશ માંથી વીજળી તુટી પડતી હોય તેમ કડાકો થયો, ને દરવાજો ભાંગી શેરીફ ને તેના માણસો અંદર દાખલ થયા, તેઓ અહીં કટોકટ વખતે કેમ આવ્યા તે તમે જાણો છો, પણ હવે શું થશે, એ વાત ભવીષ્યના અંધારામાં છે.

---

## પ્રકરણ ૧૪ મું.

"હાય, હું અભાગીયો ને પત્થર દીલનો છઉં, કે મારી ગરીબડી પુત્રીને તેણીની માતા સાથ પણ મળવા ન દીધી, અરેરે, આખરે ફરી તેણી લીગરના હાથમાં સપડાઈ બીચારી દુઃખ પામતી હશે," સરગોલ્ડન પોતાના નવા પરદેશી પરોણા કાઉન્ટ એસ્પર્સ પાસે પસ્તાવો કરતો, મારગેરી યાદ કરતો બેઠો હતો.

"ઓહ, ખુદા, મારી મારગેરીને બચાવ, તેણીનો મધુર ચહેરો એકવાર ફરી આ કમનસીબ બાપને બતાવ" આખરે તે બોલ્યો

"હયો ખુદાએ તમારી અરજ સાંભળી છે ને મારગેરીને અહીં મોકલી આપી છે" એકાએક વચમાંજ સેકરેટરી બોલી ઉઠયો, ને ગોલ્ડન સેકરેટરીના આ બોલ આશ્ચર્યથી સાંભળે, એટલામાં તો, ફાધર, ડીયર ફાધર, કરતી મારગેરી દોડતી આવી બાપને ગળે વળગી પડી, કે જેણીની પાછળ તેણીની માતા ગરીબડું મોઢું કરી ધીમે પગલે અને નીચી નજરે ચાલતી આવતી હતી.

અને ખરેજ આ બુરખાવાળાની મદદથી બચેલાં મા દીકરી સર ગોલ્ડનની સ્હામે આવી ઉભાં, એ ગોલ્ડનને હરખાવવા પુરતું હતું, પણ તે સંગદીલનો શ્રીમંત જેટલો મારગેરીને જોઈ ખુશી થયો તેટલોજ તેણીની માતાને જોઈ નાખુશ થયો ને ગુસ્સામાંજ પુકાર્યું, "તું મારગેરી સાથ કેમ આવી? ચાલ અહીંથી ચાલી જા"

આ સાંભળી હરણાંના બચ્ચાની પેઠે કુદતી ઉછળતી પિતાને મળવાથી હર્ષમાં આવેલી મારગેરીનો મુખચંદ્ર ગ્રહણ લાગેલા ચંદ્ર જેવો શ્યામ થઇ ગયો, તેણીની માતા, તે બીચારીને માથે તો આશાનો ગઢ ભાંગી પડતા આફતનો [illegible]ની પડયો, તેણી ધીમે પગલે દયામણે મોઢે પાછી ફરી તેજ વખતે ડેવીડ [illegible]હ્યું પણ મી૦ ગોલ્ડન! પેલા ગેબી મદદગારે મારગેરીને આ

તેણીની માતાને હવાલે કરી છે, તો તેણીની સાથે મારગેરીને પણ જવું પડશે, એ કાંઇ વીચાર કર્યો ?

તે ઉમરાવ ચોંકયો, આગળ પાછલનો પસ્તાવો, ને વીચારો એ સઘળાથી તેના કઠણ દીલમાં નરમાશ આવી, તે દયાળુ બન્યો, ને "વ્હાલા હું તદન નીદોંશ છું" એમ કહેતી ક્ષમા માગતી ઉભેલી ધણીયાણીને માફ કરવા તે લલચાયો, ને તેણીને પાછી જતી અટકાવી તે બોલ્યો "ખુદાના કસમથીજ જો તું નીદોંષ છે, તો આ બચ્ચાંને ખાતર હું તને બને તેટલું માફ કરૂં છું"

ઓ, કેવી ખુશાલી, કેવી જાહોજલાલી ! આનંદથી મારગેરી ને તેણીની માતા તો ફુલી ફાલી ગઇ, છુટા પડેલા ને તે વર્ષોનાં દુઃખી જોડાને મલતાં કુટુંબમાં ભળતાં, જાણે આજેજ જીવતનું સુખ તેઓ અનુભવતાં હોય તેવું લાગ્યું આ ખુશાલીમાં આપણે અંનંદી સેક્રેટરી ડેવીડ પણ કંઇક શેખચલ્લીના જેવા વીચારથી–અથવાતો ગોલ્ડનનો જમાઇ બનવાની આશાથી વધુ ઉલ્લુ, અરે આનંદી બન્યો, પણ અફસોસ, આ આનંદમાં એકાએક અટકાવ થયો, ને એક છુપા હાથે ફેંકાયલી ચીઠી તે સઘળા વ્હાલાઓની વચમાં આવી પડી, કે જે ઉચકી ડેવીડે વાંચી તો તેમાં લખેલું હતુ કે

"ચાલો ઠીક થયું, તમારા કુટુંબનો મેલાપ થયો, ને સાથે સાથે કીનો લેવાનો મારો રસ્તો ખુલ્લો થયો,–હવે તે "સ્પાર્ટેડ વોર્નીંગ"નો પહેલો ઇસારો તારી બેટી મારગેરીને આપવામાં આવે છે વીગેરે—લી, લીગર.

લુચ્ચા લીગરની આ ચીઠી વાંચતાં મારગેરી કંપી ઉઠી બોલી "આ લુચ્ચાઓની ખુન કરવાની પહેલી ચેતવણી ( નીશાની ) છે"

આ સાંભલી સરગોલ્ડન પણ ત્રાસથી ને ભવીષ્યના ભયથી કંપી ઉઠયો, ને ખરેખર આ ચેતવણી બીજે દીવસ જાણે કુદરતજ ખરી ઠરાવતી હોય, એવું જણાયું, કેમકે જયારે બપોરના મારગેરી લાયબેરીમાં આવી ચોપડી વાંચતી આરામચેર પર બેઠી હતી, તેજ વખતે તેણીની પાછળ પડેલા નીર્જીવ પુતળામાં જીવ આવતો જણાયો, ને તે પુતળાના પોલા હાથમાં તુરત એક ચળકતો છરો જણાયો,

ફકત એકજ મીનીટ, ને તે છરો ઉચકી જેવો શંખના આકારના મારગેરીના ગળામાં તે ભેદી હાથ મારે, એટલામાંજ એક પીસ્તોલનો અવાજ થયો, ને સનન કરતી ગોળી આવી આબાદ તે છરામાં વાગી ને છરો નીચે પડયો.

મારગેરી ને ઘરના માણસ ચમકી ગયાં, ને જોયું તો આમ ટૅોકટ વખતે પીસ્તોલ ફોડી મારગેરીને છરાથી વીંધાતી બચાવનાર સેક્રેટરી ડેવીડ હતો, કે જેણે આ ભેદી હાથની છરો મારવાની હીલચાલ છુપાઈને જોઈ હતી, જોકે તે જવાન સેક્રેટરી તો છુપાઈ ફકત મારગેરીનીજ હીલચાલ જોવા આવ્યો હતો, કેમકે તેણી આ ડેવીડ તરફથી દીલવાળી પેલા નવા પરોણા કાઉન્ટ એરપર્સ સાથે દીલ લગાવતી હતી–તે કાઉન્ટ સાથ હસી હસી એકાંતમાં વાતો કરતી હતી, તેથી ડેવીડ અદેખો બન્યો હતો, ડેવીડને આ નવા પરોણા કાઉન્ટ એરુ" માટે સારૂં મત ન્હોતું, ને એમાંયે તે કાઉન્ટે આવી મારગેરીનું દીલ તરફ ખેંચ્યું હતું, તેથી ડેવીડને તે ઉમરાવપર ધીકકાર છુટયો હતે

પણ તે અણગમતો મહેમાન મારગેરી સાથે તો નથી બેઠાના ?

ઝુખાઈ મારગેરીને નીહાળતો હતો, એટલામાં પેલા બેદી હાથને મારગેરીનું ખુન કરતો જોઈ આ ખરા આશક (ડેવીડ) થી ન સહેવાયું, ને તેણે પોતાની પીસ્તો-લના નીશાનથી છરો નીચે પાડી મારગેરીને બચાવી.

પીસ્તોલનો અવાજ સાંભળી સઘળા દોડી આવ્યાં, ને તપાસ કરતાં માલુમ પડયું કે તે પુતળા પાછળ એક તલેસમાતી ભોંયરૂં હતું, ડેવીડ તુરત તેમાં કુદી પડયો, ને એક ભયંકર દોડધામ પછી છુપી રીતે લીગરના મળતીયા પણ અત્રે સરગોલ્ડનને ત્યાં નોકર તરીકે રહેલા લુચ્ચાને પકડી પાડયો, કે જે લુચ્ચો મારગેરી પરનો પોતાનો ઘા ખાલી જવાથી ન્હાસતો હતો,

ડેવીડે આ શખ્સને પકડયો, ને તે બે વચ્ચે એક જબરૂં યુદ્ધ થયું. ને ડેવીડ નક્કી તેને પરહેજ કરતે પણ એવામાં એક લાંબો બુરખાવાલો આકાર ત્યાં દોડી આવ્યો, તે ડેવીડને ઉચકી નીચેના ઓરડામાં ફેંકયો, આશ્ચર્ય ! આ બુર-ખાવાલો કોણ હશે ?

## પ્રકરણ ૧૫ અને ૧૬ મું.

તે બીજા દીવસનું સ્હવાર હતું, કાઉન્ટ એસ્પર્સ હાલમાં મારગેરીનો પ્યાર વધુ ને વધુ જીતતો જતો હોવાથી આજકાલ તે ઘરના એક મદદનીશ માલેક તરીકે થઈ પડયો હતો, અત્યારે તે પોતાનો આપવામાં આવેલા ખાનગી ઓર-ડામાં બેઠો હતો, એટલામાં ભરાનો છુપાતો પેલો નીમક હરામ નોકર (લીગરનો જોડીદાર, ગઇ કાલે મારગેરીપર છરા વડે હુમલો કરનાર બદમાશ) અંદર દાખલ થયો; કાઉન્ટ ચમકયો.

"કોણ ? મારગેરીનું ખુન કરવા કોશેશ કરનાર બદમાશ !" કાઉન્ટ પોકા-રી ઉઠયો. મારા લોર્ડ મહને માફ કરો, લીગરના કહેવાથી એ મેં કયું હતું, જો મને મીસ મારગેરી પાસથી માફી અપાવો તો હું લીગરને પકડાવી દેવા તઇયાર છું" તે બદમાસે કરગરી કહ્યું.

"હું કબુલ છઉ" કાઉન્ટે કહ્યું ને તુર્તજ તેણે બહાર ઓરડામાં બેસી હવે સેક્રેટરી ડેવીડ સાથે ચીંથરાં ફાડતી મારગેરીને બોલાવી પ્યારથી સમજાવ્યું કે "આ માણસને માફી આપ; તે આપણને લીગરનો પતો આપી ફસાવી પકડાવવામાં મદદ કરશે,"

મારગેરીતો આજ કાલ ડેવીડને ભુલી આ કાઉન્ટ સાહેબને દીલ આપી ચુકેલી હોવાથી "કાજી કહે તે કબુલ" એમ કાઉન્ટે જે કહ્યું તે કબુલ કર્યું, ને આ લુચ્ચા ગુન્હેગારને માફ કરી હવે લીગરને કેમ સપડાવવો એ વાંધે કાઉ-ન્ટ સાથ ગોઠવણ કરવા માંડી જો કે તે વખતે તેઓની વાતચીત સમજતા સેક્-રેટરી ડેવીડે વાંધો લઇ વચે પડી મારગેરીને આ ગોઠવણમાં પડવા ના પાડી, પણ નગારાનાં અવાજમાં સરણાઇનો નાદ કોણ સમજે ? તેમ ડેવીડની દરખાસ નકામી ગઈ, ને તેજ સાંજે નક્કી કરયા મુજબ કાઉન્ટની સાથે મારગેરી લીગરને પકડવા ગઇ.

મારગેરીને કાઉન્ટે સમજાવ્યું હતું કે લીગરનો આ ફુટેલો મળતીયો "પુલ [illegible]ફલી ફરે છે," એમ કહીં લીગરને લઇ આવશે, એટલે આપણ [illegible]મદદથી પકડી લેશું."

આખરે કાઉન્ટે કહ્યું તેમજ બન્યું, ને રેઓની મોટર હજુ પુલ પાસે ઉભી રહે, એટલામાં તો પેલો નીમકહરામ નોકર લીગરને લઈ આવતો દેખાયો, લીગરે આવનાની સાથ કાઉન્ટની દરકાર કરયા વગર મારગેરી સામે ધીકકારથી હસી કહ્યું.

"ઠીક થયું કે તું ચાલી ચલાવીને મારા પંજામાં આવી," એમ કહી તે તેણીને પકડવા પોતાનો લોખંડી પંજો લંબાવ્યો, ને તેથી મારગેરી એક કાળી ચીસ પાડી કાઉન્ટ એસ્પર્સ ના પાસામાં આશરો શોધતી દયામણે મોઢે કાઉન્ટને કહેવા લાગી—"પોલીસ કયાં છે, પોલીસને બોલાવો."

"હી, હી, હી, અરે પોલીસ તે તારા બાપદાદા લાગે છે, કે તેઓ મારા પંજામાંથી તને મુકાવવા આવશે,"એમ કહી લીગર લુચ્ચાઈથી ખડ ખડ હસી પડયો, ને કાઉન્ટ તો જાણે હજુ કશા નીર્ણયપર આવ્યો ન હોય, તેમ શાન્ત ઉભો રહયો, એટલામાં સેક્રેટરી ડેવીડ પોલીસની ટોળી સાથ તે તરફ દોડતો આવ્યો.

લીગરના તેવા સાથીયો ને પોલીસો વચ્ચે જોત જોતામાં એક ભયંકર યુદ્ધ થયું, કે જે ગરબડમાં ન્હાસતા લીગરને કાઉન્ટ એસ્પર્સે પીસ્તોલથી ઘાયલ કરી નદીમાં ફેંકયો,—સઘળાએ ગભરાટ ભરેલી નજરે જોયું કે કાઇન્ટે આખરે આયર્ન કલો ઉર્ફે લીગરને મારી નાંખ્યો.

હાય, દુશમન દુર થયો, આફતનું વાદળ વીખરાઇ ગયું, ને મારગેરી હસતી થઇ, ને ડેવીડ વખતસર પોલીસની મદદ લઇ આવ્યો, તેને માટે તનો ઉપકાર માનવાને બદલે મારગેરી તો પોતાનો પ્યાર જીતી લેનાર અને લીગરને મારી નાંખનાર કાઉન્ટ એસ્પર્સનીજ વાતો ડેવીડને કરી તેનું પકવવા લાગી.

× × × + +

બીજે દીવસ તો દરેક વર્તમાન પત્રોમાં આયર્ન કલો લીગર, કાઉન્ટ એસ્પર્સને હાથ માર્યા ગયાના મસાલેદાર છપાયેલા આર્ટીકલો સરગોલ્ડને પણ વાંચ્યા, તે કરોડોપતી ઘણો ખુશ થયો ને પોતાના દુશમનને મારી પોતા ઉપર ઉપકાર કરનાર કાઉન્ટ એસ્પર્સનો તેણે આભાર માન્યો.

આથીતો ઘેરમાં કાઉન્ટના માન વધ્યાં, ને મારગેરી તો બસ તેનેજ દેખવા લાગી, જોકે તક મળતા ડેવીડ મારગેરીને પોતાની સાથની પાક મહોબ્બતની યાદ આપી, કાઉન્ટ સાથ ભેળાવા ના પાડી, પણ મારગેરીયે તેજ ક્ષણે ડેવીડને રોકડું પરછાવી દીધું કે "તારી અદેખી ટેવ મને બીલકુલ પસંદ નથી, તારૂં દીલ એક સંગ દીલ બેકદર છે, કે તું આ આપણા પર ઉપકાર કરનાર કાઉન્ટને સારી નજરે જોઇ શકતો નથી."

ડેવીડ તો મારગેરીની આ વાત સાંભળી બે ઘડી દીગમુઢ બની ગયો. તે જવાનનું જીગર તુટી ગયું, ને તે કંઈક અજબ ઢબથી ચીરડાઇ બબડયો—"જરા ઉનકી કોઇ શરારત તો દેખે કે દીલ લેકે કેહતી હય, અચ્છા નહિ હય"

અને એમજ હતું, મારગેરી તો કાઉન્ટ સાથજ પુરેપુરી પ્યારમાં પડી ડેવીડને દીલથીજ પેંડો પકડાવી દીધો હતો, કાઉન્ટે પણ તેણીને પોતાના તરફ ઢળેલી જોઇ તે તકનો લાભ લીધો, ને પોતાનો પ્યાર જાહેર કરી તેણીની પાસેથી લગ્નનો કોલ માંગ્યો.

"જો ફાધર રજા આપે તો મને બીલકુલ વાંધો નથી" તે શરમાતી જવાબમાં મારગેરીયે કહ્યું, ને તેથી કાઉન્ડ તુર્તજ પોતાના ભવીશ્યના સસરા ગોલ્ડનની રજા લેવા ગયો.

સર ગોલ્ડને તો કાઉન્ટની આ માંગણી ઘણાજ આભાર સાથે સ્વીકારી, કેમકે લીગરને મારી પોતાનાપર ઉપકાર કરનાર કાઉન્ટને જમાઈ કરવા તે ખુશી હતો. તે મંજુરી આપતો હતો, તેજ વખતે સેક્રેટરી ડેવીડે વચ્ચે આવી કહ્યું "વચ્ચે આવવા મને માફ કરજો, પણ આ દરવાજા આગળથી સને મળેલી ચીઠી મ્હારે સરગોલ્ડનને વંચાવવીજ જોઈએ" એમ કહી એક ચીઠી સર ગોલ્ડનના હાથમાં મુકી, જેમાં લખેલું હતું કે 'આ કાઉન્ટ એરપર્સથી ચેતજે નહી તો ભયંકર આફતમાં સપડાઈશ."

લી૦ લાફીંગ માસ્ક—
( ગેબી મદદગાર )

આ ચીઠી વાંચતાં સરગોલ્ડન મુઝાયો, ને કાઉન્ટ ઝંખવાયો, પણ તેજ વખતે કાઉન્ટના પ્યારમાં મસ્ત બનેલી મારગેરીયે આવી આ "ચીઠી કોઈ અદેખાની બનાવટનું પરીણામ છે." એમ કહી આ ગંભીરતાપર આવતી વાત ઉડાવી નાખી, ને તેથી કાઉન્ટે પણ ડેવીડને અપમાન થાય તેવી ઢબે કહ્યું કે "આ લાફીંગ માસ્કના હાથથી લખાયેલી ચીઠી નથી."

જો કે ડેવીડ તેથી ઉશકેરાઈ ગયો, ને જો સર ગોલ્ડન વચ્ચે ન હોય તો પોતાનાપર શક લાવી બોલતા આ પ્યારમાં હરીફ લઈ પડેલા કાઉન્ટને તે જવાન ત્યાં ને ત્યાં ધુળ ચાટતો કરતે, પણ સર ગોલ્ડનના વચ્ચે પડવાથી ફક્ત ધુરકાધુરકીમાંજ આ મેળાપ પુરો થયો.

ડેવીડ ગુસ્સાં ને અફસોસમાં પોતાના ઓરડામાં ચાલી ગયો, જ્યારે સર ગોલ્ડન પોતાના ઓરડામાં ટેલીફોનની ઘંટી વાગવાથી ત્યાં ગયા, ને ટેલીફોનની ભુંગળી ઉંચકી કાનપર ધરી સામેથી વાત શરૂ થઈ—"અમારા પ્રમુખ આયર્ન હેલોને મારી નાખવામાં આવ્યો છે. તેથી તારે એમ ન સમજવું કે તારાં કીમતી કાગળો હવે સલામત તારી પાસે રહેશે, નહી, તે તારે અમને આપવાંજ જોઈએ" લીગરનો એક જોડીદાર ટેલીફોનમાં બોલ્યો, કે જે સાંભલી સરગોલ્ડન ચીંતાતુર બન્યો, ને તેણે તેજ દીસસે લીગરના મલતીયાઓથી કીમતી કાગળો અને ઝવેરાત બચાવા દીવાલ ખોદાવી તેની અંદર તીજોરી ગોઠવી.

આ ગોઠવણ પુરી થઈ તેજ દીપસ કાઉન્ટ એસ્પર્સ સાથે મારગેરીનું કારજ ગોઠવાણું, ને આ બેટી અદરાવાની શુભ ખુશાલીમાં સરગોલ્ડને ન્યુ ચોકનાં મોટાં કુટુંબોને ખાસ પાર્ટી આપી. સઘલે ખુશાલી વ્યાપી રહી, ફક્ત નાખુશી, ને ના ઉમેદી આપણા એકલા એક ડેવીડનાજ દીલમાં હતી, ડેવીડને તો આ મારગેરી સાથ અદરાતા કાઉન્ટપર પુરતો વહેમ હતો, ને તેને તો એવો શક પણ હતો, કે જ્યા છે ત્યાં લીગર જીવતો છે "ને તે નકી કાલું ઘોળું કરવા. આજની પાર્ટીમાં આવવો જોઈએ"

ને ખરેજ ડેવીડની તે કલ્પના દીલ ધબકાવનારા દેખાવો વચ્ચે ખરી નીવડી, ને એક અજબ યુકતીથી છુપા વેશે લીગર તે મેળાવડામાં હાજર થયો, ને તેણે કાઉન્ટ એસ્પર્સની એકાંત મુલાકાત લઈ કંઈ મસલત કરી.

શું શું લીગર જીવતો છે? પણ તે બનેજ કેમ! તેટલુંજ, ને પછીનું તમે "કવીન વિકટોરીઆમાં" જોઇ લ્યો.

---


શા. ખુ. અ.ના ધી સુરત જૈન એનજીન પ્રી. પ્રેસમાં પરભુશંકર નરભે
ઠે૦ ખપાટીઆ ચકલા–સુરત.

દોહરો.—રૂતવસંતની બહારમાં, પીવું એકજ યાર,
"દિનશા" વિના બીજું નહિ કહે "અંતર નિ ધાર,

# સુરતી સહેલાણીઓ.

## "ગેબી મદદગાર" જોઇ ગમ્મત સેગજજો અને

## કલેજું ઠંડુ કરવા "દીનશા" કંપનીનાજ સોડા

## લેમન રાસ્પબરી વીગેરે પીજો

હલકો માલ પીશો તો તબીઅત બગડશે માટે સાવચેત રહેજો.

દીનશા કંપની કણગાહ—સુરત.

---

તમારા સુંદર ચહેરાને

મરી જ ટકુ જેવા એમ લગામગુ શા માટે બનાવો છો ?

## "ચાંપાનેરીઆ ફોટોગ્રાફીક સ્ટુડીઓ"માં જજો

હાઇક્લાસ ફોટોગ્રાફી અપ ટુ ડેટ સ્ટાઇલમાં જ્યાં
એનલારજીંગ, બ્રોમાઇડ, સેપીઆ, હાઇક્લાસ બ્લોક વીગેરે જોઈ દાંતમાં
આંગળા પકડી કહેશો કે વાહરેવાહ "ચાંપાનેરીઆ" કમાલ કરી
ખાતરી માટે એકવાર પૂછી ખાત્રી કરો.

માલીક,

**એ. એન. ચાંપાનેરીઆ.**

ભાગાતળાવ રોડ—સુરત.

---

છાપનાર—પ્રભુશંકર નર્ભેરામ વ્યાસ
છાપવાનું ઠે.—શા૦ ખુમચંદ અમીચંદના ધી સુરત જૈન એનજીન પ્રીન્ટીંગ પ્રેસ
ખપાટીઆ ચકલા સુરત.
પ્રકાશક—હુશેન ઈબ્રાહીમ અચ્છા માલેક કવીન વીકટોરીઆ સુરત.
ઠેકાણું—ટાવર નજીક પોલીસ લેન પાસે.